॥ શ્રી ગણેશાય નમઃ ॥

સ્વર્ગસ્થ નાટ્યરત્ન શ્રી ...

— સંસ્થાપિત —

# શ્રી દેશી નાટક સમાજ.

ઘીકાંટારોડ,

ભારતભુવન થીએટર—અમદાવાદ.

# ઉગતો ભાનુ

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

સ્વ૦ ... ગોવિંદદાસ ...

...

શ્રી દેશી નાટક સમાજ

૧૨...

આવૃત્તી ૫મી   કીંમત ૪ આના   પ્રત ૨૦૦૦

શ્રી ૧।

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# "ઉગતો ભાનુ"

નાટકના ગાયનો તથા ટુંકસાર



## શ્રી દેશી નાટક સમાજ.

—ઃ માટે ઃ—

રચનારઃ—કવિ જી. એ વૈરાટી.

—ઃ છપાવી પ્રસિદ્ધ કરનાર ઃ—

હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ભારતભુવન થીએટર, ઘીકાંટારોડ-અમદાવાદ.



૫ મી આવૃત્તિ પ્રત ૨૦૦૦

સને ૧૯૪૦ ) ( સંવત ૧૯૯૬

# પાત્રોનાં નામ



## પુરૂષ પાત્રો.

**બિંબિસાર**...........મગધ દેશના મહાન સમ્રાટ

**બ્રહ્માજીત**............મોંગીરના ધર્મનિષ્ઠ રાજવી

**ઇન્દ્રદત્ત [જગતશેઠ]**..એક ક્રોડાધિપતિ ધર્મપરાયણ રાષ્ટ્રપ્રેમી વણીક વ્યાપારી

**પુરંદર**..............બ્રહ્માજીતનો બાલકુમાર ( **ઉગતો ભાનુ** )

**પરિક્ષિત**............પરમ પવિત્ર પરાક્રમી પહાડી સુભટ

**ચંદ્રશેખર.** .........જગતશેઠનો પ્રખર પ્રતાપી તેજસ્વી જમાઇ

**રૂપજી**..............બિંબિસારનો હજુરી

**રવજી**..............તેનો નાનો ભાઇ

**રવજી બીજો.**......બનાવટી નામ ધારણ કરી ધંધા માટે નીકળેલો બેકાર

**રાયચંદ**.............જનતાની થાપણ મુકેલી મીંડુતોપર તવંગર થયેલો એક વણીક

ઉપરાંત શાન્તનુ, સૌવીર પરિક્ષિતના યોદ્ધાઓ તથા સૈનિકો જમાદાર, તહેસીલદાર પ્રતિહાર વિગેરે...

# સ્ત્રી પાત્રો.

—:×:—

ચિત્રાંગદા..............મગધ દેશની મહાન સમ્રાજ્ઞી

ચિત્રલેખા...............મોંગીરની રાજકુમારી

ચારૂમતિ................જગત શેઠની લાડીલી કન્યા

ચંદ્રાવતી...............મોંગીરનરેશની નિમકહલાલ દાસી

રંભા...................રૂપજીની પત્નિ

રેવા.....................રવજીની સ્ત્રી

રાધા ( રસિકા )........કૃત્રિમ રવજીની સ્ત્રી

ઉપરાંત રેવતી–રજની અને દાસીઓ તથા સખીઓ સહચરી વગેરે

સ્થળ–મોંગીરની રાજધાની અમરાવતી અને મગધની રાજધાની રાજગૃહ ( રાજગિરિ ) અને તેની આજુબાજુનો પ્રદેશ

સમય ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ અગાઉનો

# ઉગતો ભાનુ

## વસ્તુ વિવેચન અને નમ્ર નિવેદન.

શ્રી વિષ્ણુ પુરાણના વાર્ણન પરથી જણાય છે કે મગધ દેશમાં શીશુનાગ વંશનો ૪ થો રાજા ક્ષત્રોજસ (ઉપશ્રેણીક) અને ૫ મો રાજા શ્રેણિક થયો બન્ને મગધ દેશના ભવ્ય સમ્રાટ હતા.

ભારત વર્ષમાં પ્રાચીન ઇતીહાસમાંથી મળી આવે છે કે મગધ-દેશમાં શીશુનાગ વંશનો ૪ થો રાજા બિંબિસાર રાજ્ય કરતો હતો તે સમયમાં પ્રદેશ પર બ્રહ્માદત્તનો અમલ ચાલતો હતો મોંગીર અને મગધ વચ્ચે પરાપુર્વથી વૈર ચાલ્યું આવતું, તેથી તક સાધી પુરાણા વેરનો બદલો લેવા બિંબિસારે મોંગીર પર હલ્લો કર્યો અને બ્રહ્માદત્તને વીદારી મોંગીર દેશ સર કર્યો પરંતુ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે બિંબિસારને શિશુનાગ વંશનો માનવો કે મોર્ય વંશનો.

ઇ. સ. ૧૯૧૮ ની સાલમાં મારો રચેલો મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્ત નાટક ભજવાયા બાદ મેં બિંબિસરાના જીવન પર વસ્તુ સંકલના યોજવી શરૂ કરેલી પણ બિંબિસારને લગતાં ઇતિહાસિક સાધનોને અભાવે એ પ્રયાસ એટલેથીજ અટકલો ઉપરાંત બિંબિસારને શિશુનાગ વંશી માનવા કે મૌર્યવંશી ? એ મહત્વનો સવાલ મને પણ મુંઝવી રહેલો.

એટલે આજપર્યંત બિંબિસાર સંબંધી જે જે પ્રમાણભુત ઇતીહાસ મને મળી આવ્યા તેની મેં વિસ્તૃત નોંધ લીધેલી જેમાંથી ઇતીહાસ રસિક પ્રેક્ષક વર્ગની માહિતી પુરતી થોડીકજ હકીકત રજુ કરૂં છું.

બૌદ્ધોના પ્રખ્યાત ગ્રંથ "**દિવ્યાવદન**" માં જણાવ્યું છે કે "રાજગૃહ ( મગધ દેશની રાજધાનીનું નગર ) માં બિંબિસાર રાજા રાજ્ય કરે છે. વૈદેહી તેની મહાદેવી છે. અજાતશત્રુ તેનો યુવરાજ છે. આ અજાતશત્રુ તે અશોક અને તેની માતા વૈદેહી તે રાજા ચેટકની કન્યા ચેલના.

શ્વેતાંબરના "**નિયવેલી**" સુત્રમાં પણ ચેલના ( વૈદેહી ) વૈશાલીના ક્ષત્રિય રાજા ચેટકની કન્યા હોવાનું જણાવ્યું છે જેની બ્હેન ક્ષત્રાણી ત્રિશલા મહાવીરની માતા હતી.

"**તિબ્બતિય**" જીવનચરિત્રમાં ચેલના ઉર્ફે વૈદેહીનું નામ શ્રી ભદ્રા—ભદ્રા લખેલું છે, જેને આજના પ્રયોગમાં મહાદેવી ચિત્રાંગદા તરીકે રજુ કરવામાં આવી છે

જૈન ગ્રંથોએ પણ બિંબિસારને ઉપશ્રેણિક અને તેના પુત્રને શ્રેણિક નામ આપ્યું છે અને એ આધારે ઉપશ્રેણિક એજ બિંબિસાર ને શ્રેણિક એજ અશોક એ નામ તેઓએ રાજ્યાભિષેક વખતે ધારણ કર્યાં હોવા જોઇએ.

**ચંદ્રશેખર** શાસ્ત્રી કહે છે કે ઉપશ્રેણિકે (બિંબિસારે) શ્રેણિકને ( અશોકને ) હદપાર કર્યો તેથી તે રાજગિરી છોડી નંદીગ્રામ ગયો પણ ત્યાંના બ્રાહ્મણોએ તેને આશ્રય ન દીધો, એટલે બૌદ્ધોના સન્યાસી આશ્રમમાં ગયો, ને ત્યાં બૌદ્ધાનુયાયી થયો. બાદ બૌદ્ધાશ્રમમાંથી તે ઇન્દ્રદત્ત શેઠ સાથે વેણુપદનામક ગામમાં ગયો ને ત્યાં નદીશ્રી નામની શ્રેષ્ઠી કન્યાને વર્યો.

આ ઇન્દ્રદત્ત શેઠ એજ આજની મહા કથાના આત્મા સમા ઓળખાતા જગત શેઠ અને તેની સાથે પુજ્યભાવ ભરી મહોબ્બત ધરાવનારો મગધની આજુબાજુના પહાડી પ્રદેશોનો અધિશ્વર તે પરિક્ષિત.

**એક ઇતિહાસિક** કહે છે કે ઉપશ્રેણીક મરણ પામતાં પ્રજાએ શ્રેણીકને બોલાવી સિંહાસને બેસાર્યો શ્રેણીક ગાદીએ આવતાંજ દક્ષિણના મૃગેન્દ્રે તેને પોતાની કન્યા વિલાસવતી ભેટ આપી.

**"તિબ્બતીયદુલ્વ"**માં એ કન્યાનું નામ વાસવી જણાવવામાં આવ્યું છે તેના ગર્ભથી કુણાલ જન્મ્યો ને તે અજાત શત્રુ થયો એમ લખ્યું છે આ પરથી સમજાય છે કે એ સમયમાં અજાત-શત્રુ ઉપનામ ધારણ કરવાની મગધના મહેન્દ્રોને મહેચ્છાઓ હોવી જોઇએ અને એ વાતને વધુ પુષ્ટી આપતો પુરાવો તાજેતરમાંજ મળી આવ્યો છે, શ્રીમંત ગાયકવાડ સરકારના ગત રોપ્ય મહોત્સવના સમારંભમાં પંડિત મદનમોહન માલવિયાજીએ સમ્રાટ અશોકની ગુણ ગાથાઓ રજુ કરતાં અશોકને અજાતશત્રુ તરીકે જાહેર કર્યો હતો. ઉપશ્રેણીક બિંબિસાર ને શ્રેણીક અશોકજ સિદ્ધ થાય છે તો તેના કુમાર કુણાલને પણ અજાતશત્રુની પદવી ધારણ કરવાનું પસંદ પડયું હોય એ બનવા જોગ છે.

**"સર રોમેશચંદ્ર દત્ત"** અંગ્રેજીમાં એક ઇતિહાસ લખ્યો છે જેનું ગુજરાતી નામ "ભારત વર્ષની સભ્યતાનો ઇતિહાસ" એવું થાય છે આ પુસ્તકના ૨૨ મા પાના પર ઉપશ્રેણીક (બિંબિસાર) અને શ્રેણીક (અશોક) ના બાબામાં ઠીક પ્રકાશ પાડયો છે.

મહા સમ્રાટ અશોકના જીવન પરથી એક વસ્તુ સંકલના મેં રચી રાખેલી હોવાથી બિંબિસાર એ અશોકનો પિતા અને ચંદ્રગુપ્તનો પુત્ર મૌર્યવંશી કે શીશુનાગવંશી ? એ પ્રશ્નનો ચોકકસ તાગ મેળવવા માટે અનેક ઇતિહાસિક સાંધનો તપાસવા પડયા તે તથા મારા એક વિદ્વાન મિત્રે અંગ્રેજી ગ્રંથોમાંથી પણ મને જે માહીતી પુરી પાડી છે તે આધારે બિંબિસાર મૌર્યવંશી સમ્રાટ સિદ્ધ થાય છે.

**"ઓકસફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડીયા" ( વિ. સ્મિથ કૃત )** ના ૫૬ માં પેજ પર જણાવ્યું છે કે બિંબિસારનો સમય ઇ. સ. પુર્વે ૫૪૩ થી ૪૯૧ નો મનાય છે બિંબિસારેજ રાજગૃહની પુનરરચના કરી અભિવૃદ્ધિ કરી ".

બિંબિસારના સમયમાં પાટલી પુત્રનું અસ્તિત્વ નહોતું તેના પૌત્રે તે વસાવ્યું રાજગૃહ નગરથી ૭૨ માઇલ દુર પાટલીપુત્રની સ્થાપના થઇ.

એટલે આજથી ૨૫૦૦ વર્ષ પુર્વે મગધ દેશમાં ઉપશ્રેણીક બિંબિસાર રાજા હતો અને રાજગૃહ તેની રાજધાનીનું નગર હતું અને એ બિંબિસારને મૌર્યવંશી મહારાજ તરીકે ઓળખાવ્યો છે સ્થળ-સંકોચને અંગે આટલીજ હકીકત બસ છે. ભવિષ્યમાં મારી કૃતિ મહારાજ અશોક સ્ટેજ થવાનો વખત આવશે ત્યારે વધુ નિવેદન રજુ કરીશ.

છતાં ઇતિહાસો, પુરાણો, જાતક કથાઓ અને લોક કથાઓ વગેરે ગ્રંથોમાં પુષ્કળ મતમતાંતર માલુમ પડે છે, ધર્મ અને પ્રાંત ભેદના

પક્ષપાતો, અતિશયોક્તિ પણ પુરવાર થાય છે સત્ય શું છે એ તારવવું બહુજ મુશ્કેલ થઇ પડે એવું છે બિંબિસાર નામનો એકજ રાજા થયો હોય એની જેમ ચોકકસ માહીતી મળતી નથી તેમ એ નામના બીજાઓ થયા હોય એ પણ બનવા જોગ છે.

અને એમ હોવાથી આજની મહા કથાના બિંબિસારને હું મૌર્યવંશી સમ્રાટ તરીકે રજુ કરૂં છું સમ્રાટ ચંદ્રગુપ્તે મગધ સામ્રાજ્યને નિરૂપદ્રવિ અને સ્થિર શાન્ત બનાવી દીધું હતું પિતાએ જમાવેલા વિશાળ રાજ્યને જાળવી રાખવાથી વધુ કાર્ય પુત્ર બિંબિસાર માટે કશુજ નહોતુ અને એના સમયમાં માત્ર મોગીર વિજયને અશોકના દેશ ત્યાગ સિવાય બીજી કોઇ ખાસ ઘટના બની હોય એમ માલમ પણ નથી પડતું એટલે ઇતિહાસીક વધુ સાધનોના અભાવે માત્ર મોંગીર વિજય એજ મહત્વના વિષય પર કલ્પનાના આધારેજ પ્રયોગની આખી ઇમારત ઉપસ્થીત કરી છે એ સાફ સત્ય મારા કદરદાન પ્રેક્ષક વૃંદના ચર્ણમાં નમ્ર પ્રમાણે જાહેર કરવા સાથે જણાવું છું કે “ વિધિના ખેલ ” અને “ સાચો સજ્જન ” ની માફક આ પ્રયોગ પણ પહેલેથી છેડે સુધી સંગીત સહિત મારી સ્વતંત્ર કૃતિ છે એમાં પણ મેં કોઇની કશી મદદ લીધી નથી.

મારા બાહોશ કળાધરોના પ્રેમાળ સહકારથી પ્રયોગને હું સારી રીતે રંગી શકયો છું અને સ્ટેજ કરવામાં ભાઇ કાસમ ડાયરેકટરે મારી મદદમાં રહી ખુબ મહેનત લીધી છે મીસ્ત્રી જહાંગીરજીએ મારી માગણી મુજબ ટેબલો બીઝનેશોને અનુકુળ સુંદર સીનેરી તૈયાર કરી છે અને એ બધા પર સમાજના માનવંતા બુદ્ધિકુશળ માલીકે ખુલ્લે હાથે ખર્ચ કરી પ્રયોગની સજાવટ માટે અનહદ કાળજી ધરાવી છે.

ઇચ્છું છું કે એમની શુભ નિષ્ઠા ફળો, સમાજના બાહોશ મીત્રો ડાયરેક્ટર અને કળાધરો વગેરે સર્વની મહેચ્છાઓ પર પરમાત્માનો આશીર્વાદ ઉતરો અને મારા આગલા પ્રયોગને એકી અવાજે વધવા લેનાર મારી હજાર હજાર ક્ષતિ પર પણ રહમ દિલથી જોનારા મારા કદરદાન પ્રેક્ષકોની કૃપાદૃષ્ટિ મારા પર એવીજ કાયમ રહો પરમકૃપાળ પરમાત્મા પ્રાણી માત્રનું કલ્યાણ કરો.

| | |
|---|---|
| તા. ૨૬-૩-૩૮ ગુરૂવાર<br>શ્રી દેશી નાટક સમાજ<br>ભાંગવાડી પ્રિન્સેસ થીએટર | લી. કદરદાન પ્રેક્ષક સમુદાયનો<br>સદાનો ઋણી.<br>કવિ. જી. એ વૈરાટી |



# 'ઉગતો ભાનુ' નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

### મંગળાચરણ અને બાળાઓનું વસ્તુસુચન

**પ્રવેશ ૧ લો:**—સ્થળ–મોંગીર પ્રદેશની રાજધાની અમરાવતી

વિરાટ વિશ્વના વિશાળ અનુભવ લઈ વૃદ્ધાવસ્થાને કિનારે પહોંચેલા મહારાજા પ્રસન્નજીત પોતાની લાડીલી કુમારી ચિત્રલેખાને વાસ્તે એવા કોઇ સમર્થ સત્તાધારી સ્વામીની શોધ કરી રહ્યા છે કે જે પોતાની બુદ્ધિ શકિતથી કુમાર પુરંદર યોગ્ય વયનો થતાં સુધી મોંગીર સામ્રાજ્યને મગધ સમ્રાટ બિંબિસારની વેર જ્વાળામાંથી બચાવી શકે અને તેને માટે પ્રસન્નજીતે એક ભવ્ય સ્વયંવર રચી સર્વ નરેન્દ્રોને આમંત્રણ આપી દીધા છે, પુરાણા વેર પરીપુર્ણ કરવાની તક શોધી રહેલા મગધપતિ " સામ્રાજ્ય રાજાઓને આમંત્રણ આપ્યાં અને અમે સર્વભોમ સમ્રાટ હોવા છતાં અમને શા માટે નહિ ? પ્રસન્નજીતે ઇરાદા પુર્વક અમારૂં અપમાન કર્યું છે." એ બ્હાનું બતાવી સૈન્ય સાથે અમરાવતી પર ચડી આવે છે, આમંત્રેલા રાજાઓ પધારે ને સ્વયંવરની શરૂઆત થાય તે પહેલાંજ બિંબિસાર અમરાવતી પર હલ્લો કરે છે, અચિંત્યા હલ્લાથી ઘેરાયલા મુંઝાયલા પ્રસન્નજીત પોતાની વિશ્વાસુ દાસી સાથે બાલકુમાર પુરંદરને પહાડી સરદાર પરિક્ષિતના રક્ષણમાં રવાના કરે છે ને પોતે યુદ્ધમાં

૨૨૩૧૮

પરવરે છે. બિંબિસારના અધર્મ યુદ્ધમાં ધર્મનિષ્ઠ ભુપાલ બ્રહ્માજીત સ્વર્ગે સંચરે છે. મગધ નરેશ કુમારી ચિત્રલેખાને ગિરફતાર કરી અમરાવતી ખાલસા કરી ત્યાંના શાસનકર્તા તરીકે સેનાપતિ ચંદ્રશેખરને મુકરર કરે છે.

બ્રહ્માજીતની વફાદાર દાસી બાલકુમારને લઇ યુદ્ધની ધાંધલ વચ્ચેથી સહીસલામત પસાર થઇ પરિક્ષિતના પ્રદેશ સુધી આવી પહોંચે છે. પરંતુ તેને પકડવા પાછળ પડેલા મગધના યોદ્ધાઓ વચ્ચે તે ઘેરાઇ જાય છે. તેટલામાં પરિક્ષિત ધસી આવી તેણીને બચાવી લે છે. દાસી દ્વારા બ્રહ્માજીતને સ્વર્ગવાસ અને મગધરાજે મોંગીરની પ્રજા પર વરતાવેલા ત્રાસના સમાચાર જાણી પરિક્ષિત ક્રોધાયમાન થાય છે અને બાલકુમારને ઉછેરી તેના પિતાની ગાદી પર બેસારવાની પ્રતિજ્ઞા લે છે. પરંતુ રાજકુમારને ઉછેરવાને રાજવી તાલીમ અને રાજવી સાધનોના અભાવે તે પડછંદ યોદ્ધો ઘડીભર મુંઝાય છે. જ્યારે હરેક શુભ કાર્યમાં કુદરતજ સહાય હોય છે એ ન્યાયે યાત્રાર્થે નીકળેલા જગત શેઠનું આગમન અકસ્માત અહીં થાય છે જીવદયાના પ્રતિપાળ ધનકુબેર કેટલીક કસોટી બાદ બ્રહ્માજીતના બાલકનું પાલન કરવા કબુલે છે એના પાલનની જવાબદારી જગતશેઠ અને એના જીવનની (રક્ષાની) જવાબદારી પરિક્ષિત સ્વીકારી લે છે. તેટલામાંજ છટકી ચુકેલા શતરૂ સંતાનની શોધ માટે નીકળેલા સમ્રાટ બિંબિસાર ત્યાં આવી ચડે છે વનકેસરી અને નરકેસરીની શક્તિઓ સ્પર્ધાનું સ્વરૂપ પકડે છે પાવડી યોદ્ધાના પ્રચંડ પડઘા સામે રાજસત્તાના હાથ

હેઠા પડે છે. ઉગતા ભાનુનો ઉદય અટકાવવા આવેલા મગધ નરેશ ખાલી હાથે પાછા ફરે છે.

**પ્રવેશ ૩ જો:**—કામીક.

રૂપજીના પિતા અંતકાળે પોતાની સાઠ હજારની મિલકત ગામના એક સંભવિત શરાફ રાયચંદને ત્યાં એ શરતે મુકી ગયા હતા કે રૂપજી અને રવજી બન્ને ભાઈ યોગ્ય ઉંમરના થાય ને એકી સાથે લેવા આવે ત્યારેજ તેમને અર્ધે હીસ્સે વહેંચી આપવા પરંતુ નાનો રવજી જન્મથીજ સંસ્કારી અને સાધુ વૃત્તિનો તરૂણ હતો તે એક બ્રહ્મચારીના પવિત્ર સંગનો રંગ લાગતાં ઘરમાં પરણેલી પત્નિને તજી દઈ કાશી ક્ષેત્રમાં શાસ્ત્રાભ્યાસ માટે નીકળી પડે છે અને રૂપજી ભાઈના અભાવે રાયચંદ પાસેથી પિતાની મિલ્કત લઈ શકતો નથી એવામાં એને રવજીના જેવીજ મળતી મુખાકૃતિનો કૃત્રિમ રવજી ભેટી જાય છે ને રૂપજીના ખાનગી કાર્યની શરૂઆત થાય છે

**પ્રવેશ ૪ થો:**—જગતશેઠનું ઉપવન.

કુમારી ચારૂમતિનો સખીઓ સાથે વાણી વિલાસ અને અમરાવતિથી આવેલા ભાવિ પતિ ચંદ્રશેખરનો સ્નેહ સત્કાર બાલપણમાં માતા પિતા યા વડિલોની છત્રછાયા ગુમાવી બેઠેલા, અગર અતિ લાડકાડમાં ઉછરેલા યુવાનો યૌવનના આરંભમાં દિશાભાન ભુલે છે. તેવુંજ ચંદ્રશેખરના વારામાં પણ બન્યું છે. અલબત ચંદ્રશેખર પવિત્ર સાત્વિક અને વિશુદ્ધ વૃત્તિનો ઉદાર યુવક હોવા છતાં તેનો મોજીલો સ્વભાવ અને હદ ઉપરાંતની ઉદારતા એ માઝા મુકતાં તેણે પિતાનો વિપુલ ખજાનો વેડફી નાખ્યો હતો વધુમાં બિંબિસારે તેને

અમરાવતિનો અધિકારી બનાવતાં વસ્તુપડની સ્વતંત્રતાને અંગે તે વધુ મોજીલો અને વધુ ઉડાઉ બની વણિક કુળની મર્યાદા ચુકી ગયેલો હોવાથી જગત શેઠ તેને માર્મિક ટપેકા આપી જૈન ધર્મના પવિત્ર જીવ દયાના સિદ્ધાંતનું ભાન કરાવે છે. ચંદ્રશેખર પોતાનું વર્તન વિનયશીલ બનાવી માત્ર ટુંક સમયમાં સાચો ધાર્મિક પુરૂષ બનવા વચન આપે છે, પરંતુ પોતાની ભાવી પત્નિની હાજરીમાં સસરાએ ટપેકા આપતાં ચંદ્રશેખર ચીડાય છે, એવી અવળી ધુન એના મગજમાં ભરાય છે મોંગીર પર બિંબિસારે ગુજારેલા ત્રાસથી કંટાળેલો ધાર્મિક પ્રકૃતિનો આ તરૂણ તે જુલ્મી નરેશની સેવાનો ત્યાગ કરવાની તઇયારીમાંજ હતો તેમાં જગત શેઠની શિક્ષા ને ચારૂમતિની કટાક્ષ શિક્ષાએ તેને ઉશ્કેરી મુકતા પોતે આદર્શ જૈન બની ચારૂને વરી આજના અપમાનનો બરાબર બદલો લેવાનો નિશ્ચય કરી રવાના થાય છે.

**પ્રવેશ ૫ મો:**—રાજગૃહનું ભુવન.

મોંગીર ખાલસા કર્યું છતાં મોંગીરના ભાવી હકદાર બાલ કુમાર પુરંદરની ભાળ ન લાગવાથી તેમજ મહારાણી તરફથી એવા અધર્મ વિજય પર ફીટકાર મળવાથી મહારાજ બિંબિસાર મહાદેવીનો મદ ઉતારવા મોંગીર કુમારી ચિત્રલેખાને મગધ સમ્રાજ્ઞી બનાવવા પ્રયાસ આદરે છે. પરંતુ વીર કન્યા ચિત્રલેખા તેની અધમ માંગણીના સખ્ત શબ્દોમાં ધિક્કાર સાથે ઇન્કાર કરે છે બિંબિસાર તેણીને બળાત્કારથી કાબુમાં લેવા જેલના દ્વાર બતાવવા તૈયાર થતાં ચંદ્રશેખર કુમારીની મદદે આવી ચડે છે, અને એક સહાયરી

સમ્રાટને છાજતી ઉદારતાથી કામ લેવા વિનંતી કરે છે. બિંબિસારાને પ્રચંડ ક્રોધ ચંદ્રશેખર પર ઉતરે છે ને ચિત્રલેખા સાથે તેને પણ ગિરફતાર કરવા સૈનીકોને હુકમ કરે છે. ચંદ્રશેખર એ સિતમગર સમ્રાટની સેવા આ ક્ષણેથીજ છોડી દે છે અને કુમારી ચિત્રલેખાને બચાવી રવાના થતાંજ બિંબિસારના સઇનિકોને હાથેજ બન્ને જણા સપડાઇ જાય છે તેજ પળે મહાદેવી ચિત્રાંગદા આવી અણીની તંક બન્નેને બચાવી લે છે અને ચિત્રલેખા બિંબિસારની દ્રષ્ટિએ ભવિષ્યમાં કદી પણ ન ચડે માટે તેણીને જગતશેઠની છત્રછાયા નીચે મોકલાવી દે છે

રેઅલો.

**પ્રવેશ ૬ ઠો** કોમીક.

ખરા રવજીની પત્નિ રંભા બનાવટી રવજીને પિછાણી લે છે પોતાના પતિ તરીકે તેનો ઇન્કાર કરે છે રંભા કે જે ખોટા રવજીને ખરો સમજી બન્ને વચ્ચે મેળ કરાવવા માથે લે છે પણ અંદરનું બધુ બરાબર સમજતો રૂપજી ખોટી ચાલાકીથી એ ભેદ પર પડદો પાડી દે છે અને રવજીને મીઠાશથી મદદમાં લઇ રાયચંદ શેઠ પાસેથી યુકિતપુર્વક પિતાની થાપણ પાછી પડાવી લે છે.

**પ્રવેશ ૭ મો:**— બિંબિસારનું વિરાટ સભા ભુવન.

મોંગીરના ઉગતાભાનુ ( પુરંદરને ) ઉગતો અટકાવી દેવાના બિંબિસારના પ્રયાસ નિષ્ફળ નિવડતાં તે સેનાપતિને હુકમ કરે છે કે પૃથ્વીના પડમાંથી પણ હવે બાળકને શોધી કાઢો એની હયાતી હશે ત્યાં સુધી મોંગીરની રઇયત મગધ રાજાને તાબે ભાગ્યેજ થશે દરમ્યાન જગતશેઠના આગમનની પ્રતીહાર ખબર દે છે જગતશેઠને ત્યાં ઉછરતાં એક તેજસ્વી બાળક તરફ બિંબિસારનું ધ્યાન ખેંચાતાં તેને સ્હેજ શંકા પડે છે ને તે બાળકની કસોટી કરવાનો નિશ્ચય કરે છે પોતાની કન્યા ચારૂમતિના લગ્નનું તથા કુમારની વર્ષગાંઠના મહોત્સવનું

આમંત્રણ આપવા જગતશેઠ આવે છે. અને બિંબીસાર તથા પોતાના જમાઈ ચંદ્રશેખર વચ્ચે વિવેકભરી વાણીથી સુલેહ કરાવે છે, બીંબી-સારની ચકોર દ્રષ્ટિ જગતશેઠના ભત્રીજા તરીકે ઉછરતા એ તેજસ્વી બાળકને પગથી માથા સુધી બરાબર માપી લે છે અને એની શંકાની સત્ય પ્રતીતિ કરાવતી એક આકસ્મિત ઘટના ઉદભવે છે કે જેમાં પુરં-દર સ્વર્ગસ્થ બ્રહ્માજીતનો બાળક તરીકે પરખાઈ આવે છે. રાયચંદ શેઠની જુની પત્નિ પર ઝેરે બળતી નવી સ્ત્રી જુનીના નાના બાળકને તહેસીલદારના અશ્વની ખરીઓ નીચે છુંદાવી નાખી સભા વચ્ચે ફરી-યાદ માટે આવે છે. નજરે નિહાળેલી એ ઘટનાનો કુમાર પુરંદર બુદ્ધિપુર્વક વીશુદ્ધ ઇન્સાફ આપી નિર્દોષ તહેસીલદારને બચાવી લે છે પણ એની એ ચાલાકી એનેજ ભારે પડે છે બીંબીસાર એને સ્વ બ્રહ્માજીતના કુમાર તરીકે પીછાણી લે છે ને જગતશેઠ પાસે રીતસર એ બાળકની માંગણી કરે છે દેવાય છે દીકરી પરંતુ દીકરો દેવાય નહિ એ જગતશેઠના જડબાતોડ જવાબથી વીફરાયેલો બીંબીસાર બળાત્કારે બાળકને છીનવી લેવા સત્તાનાં છેલ્લાં સાધનો અજમાવે છે પરંતુ જગતશેઠ સરખા જગત પ્રસિદ્ધ લોકમાન્ય પુરૂષને જાહેર તપાસથી ગુન્હેગાર ઠરાવ્યા પહેલાં તેના પર અત્યાચાર ગુજારતાં જગતને જવાબ દેવા ભારે પડશે વગેરે શબ્દોથી મહાદેવી ચિત્રાંગદા વચ્ચે પડી મગધરાજ્યની પવિત્ર કિર્તીને કલંકીત થતી અટકાવવા પ્રયાસ કરે છે છતાં બીંબીસાર પોતાની ઇચ્છા અમલમાં મુકવા સેનાધીશને હુકમ છોડે છે તેજપળે પોતાના પાળેલા હાથી પર ધસી આવી પરિક્ષિત કુમારને બહાદુરી પુર્વક બચાવી લે છે કુમારની રક્ષામાં વફાદાર ધાત્રી ચંદ્રાવતી પ્રાણનું બલીદાન દઈ પોતાના માલીક બ્રહ્માજીત સમક્ષ લીધેલી પ્રતીજ્ઞા પુર્ણ કરે છે. **બીઝનેસ ટેમ્પલો.**

**અંક પહેલો સમાપ્ત.**

# અંક બીજો

**પ્રવેશ ૧ લો:**—જગતશેઠનો ભવ્ય મહાલય અને તેનો આગલો ખંડ

**સુચના**—મગધરાજ્યના સ્થંભ સરખા અને અન્ય રાજ્યોના આધાર-ભુત સમા જગતશેઠ સાથે બગાડી બેસવા છતાં બાજી હારી જવાથી હતાશ બનેલા બિંબસારને મહારાણી ચિત્રાંગદાએ દલીલ પુર્વક સમજાવી જગતશેઠ સાથેનો બગડેલો સંબંધ સુધારી લેવા પ્રયાસ કરતાં આખરે રાણીજીની અદ્‌ભુત સ્ત્રી શક્તિ તે બંન્નેને પ્રબળ વૈરી વચ્ચેનો વિરોધ સમાવી બન્ને વચ્ચે સુલેહ કરાવી દે છે એવામાં દુર્દૈવ મહાદેવીને પોતાનાં પિતાની માંદગીને અંગે અંતિમ દર્શન માટે પિયર જવું પડે છે છતાંયે જતાં જતાં પણ તે સંપ સુલેહની અભિલાષી સ્વામીને ખાસ વિનંતિ કરતી જાય છે કે, "જગતશેઠને ત્યાં ઉછરતો બાળક તેમનો ભત્રીજો નથી પણ સ્વ. બ્રહ્માજીતનોજ બાળક છે એવી સચોટ સાબીતિ પ્રાપ્ત થયા સિવાય જગતશેઠ સાથે જરા પણ વિરોધ ન કરશો એ પ્રસિદ્ધ અને પ્રખર પુરૂષને જાહેર ગુન્હામાં સંડોવ્યા સિવાય તેના પર કોઇપણ સખ્તાઇનું પગલું ભરશો તો મગધ મહારાજ્યનેજ આપ જોખમમાં મુકશો, ઇચ્છું છું કે હું પાછી ફરૂં ત્યાં સુધી આપ કોઇ સાહસિક પ્રયાસ ન કરશો".

રાણીની સુચના યોગ્ય લાગતાં બિંબિસાર તેને મંજુર રાખે છે અને કુમારની વર્ષગાંઠના મહોત્સવમાં જગતશેઠના આમંત્રણને માન આપી કુમારની કસોટી કરવાની ઇચ્છાથી પુરતી લશ્કરી તઇયારી સાથે જવ નો નિર્ણય કરે છે.

જ્યારે જગતશેઠના આવાસમાં પણ એક કરૂણ ઘટના બની રહી છે આરૂની ઇચ્છા મુજબનો આદર્શ પુરૂષ બની ગર્લ કાલેજ તેણીને વરેલો ચંદ્રશેખર આજે તેણીના જીવનભરનો ત્યાગ કરે છે ને એ રીતે પોતાના આગલા અપમાનનો બદલો લે છે જ્યારે આ બાજુ મહારાણીની યુક્તિથી બિંબીસાર સાથે સુલેહ થવા છતાં રાજનાહૃદયનું ઝેર પારખી ચુકેલા જગતશેઠ મહોત્સવની તઇયારી સાથે પરિક્ષીતને સુરંગદ્વારા પોતાનો ખજાનો ગુપ્ત જગાએ ખસેડી રાજગૃહ છોડી જવાની પેરવી રચે છે કોઇ આકસ્મિક ઘટના બને તો તેને પહોંચી વળવા પોતાના જંવાજ પરાક્રમી સૌવીર નામનો યોધ્ધો કેટલીક સેનાની સાથે કુમારની રક્ષા માટે ચિત્રલેખાની આગેવાની નીચે મુકી પરિક્ષીત જગતશેઠના હુકમ મુજબ રવાના થાય છે.

બાદ મહોત્સવની શરૂઆત—મળેલા ઉપહાર ઉપર બિંબીસાર કુમારની બારીક કસોટીઓ આરંભે છે. છેલ્લી સુવર્ણ સમશેરની કસોટીમાં "પુરંદર એજ બ્રહ્માજીતનો બાળક છે. એમ સિદ્ધ કરી સર્વને ગિરફતાર કરવા બિંબીસાર સેનાપતિને હુકમ કરે છે, સૌવીરના પરાક્રમના આધારે ચારૂ, ચિત્રા અને જગતશેઠ સલામત છટકે છે ને કુમારને બાંધે લઇ સમશેરને સપાટે સૌવીર પણ પોતાનો માર્ગ કરે છે પરંતુ બિંબીસારના યોદ્ધાઓ સૌવીરને ભાલાથી વિંધી નાખે છે. ને કુમાર પકડાય છે.

**પ્રવેશ ૨ જો**—પરિક્ષીતના પહાડી જંગલની હદ.

સૌવીર જરૂર કુમારને લઇ પાછાજ આવતો હશે. એ ભરોસે

જગતશેઠ ને ચારૂમતિ આગળ વધતાં જંગલમાં માર્ગ ભુલે છે. ચિત્ર-લેખા પણ પંથ ચુકી જુદીજ દિશાએ જઈ ચડે છે ઘોર જંગલમાં તવંગર પિતાપુત્રીની કંગાલ હાલત, જમાઈએ પુત્રીના ત્યાગ કર્યાની વાત સાંભળી જગતશેઠનો આઘાત. મગધનો સેનાપતી જગતશેઠને ગિરફતાર કરવા પાછળ પડેલો અહીં આવે છે પણ પરિક્ષીત ધસી-આવી તેમને બચાવી લઈ પોતાની ગુપ્ત ગુફામાં મોકલે છે બાદ પિતા પાસેથી પાછા ફરતાં મહારાણી ચિત્રાંગદા અને પરિક્ષીતની વિચિત્ર મુલાકાત, રાજગોરીમાં બનેલી વિપરીત ઘટનાની વાત સાંભળી મહારાણી કમકમી ઉઠે છે. અને પુરંદરને પોતાની જીંદગીના ભોગે પણ બચાવી લેવા ચિત્રાંગદા પરિક્ષીતને વચન દઈ રાજધાનીમાં પરવરે છે. દિશા ભુલેલી ચિત્રલેખા જગતશેઠને શોધી અહીં આવે છે સૌવીર પુરંદરને બચાવી જગતશેઠ પાસે પહોંચી ગયો હશે એ ભરોસે પોતે પરિક્ષીતનું સ્થાન શોધી રહી છે ત્યાં તેણીને અકસ્માત ચંદ્ર-શેખરનો ભેટો થાય છે. ચારૂનો પોતે ભલે તિરસ્કાર કર્યો પણ બિંબીસારે પોતાની પરણિત પત્નિને વનવન ભટકતી કરી, એથી વીફરેલો આ તરૂણ તે પિતાપુત્રીની શોધ કરી બિંબીસારને બાહુબળ બતા-વવાના નિશ્ચય સાથે જગતશેઠની સહાય માટે ધસી રહ્યો છે ત્યાં ચારણીના રૂપમાં વેશપલટો કરેલી ચિત્રલેખાને જોતાંજ તેનું ચિત્ત ચળે છે અને ચારૂમતીના અહંકાર ઉતારવા તે ચારણી (ચિત્રલેખા) સાથે પ્રેમગોષ્ટી કરી તેણીને વરવા વિચાર કરે છે જ્યારે ચિત્રલેખા તે અસ્થિર હૃદયના ભલા તરૂણનો હૃદયપલ્ટો કરાવી પોતાના ઉપકારી જગતશેઠની કન્યા ચારૂમતિનો બગડેલો સંસાર સુધારવાનો પ્રચંડ નિશ્ચય કરી ચંદ્રશેખરને બરાબર જાળમાં લે છે.

**પ્રવેશ ૩ જો**—જગતશેઠનો વિરાટ ખજાનો.

મગધ સરખાં અનેક સામ્રાજ્યો ખરીદી શકાય એવા જગતશેઠનો વિશાળ ખજાનો હાથ કરવા માટે બિંબીસાર પોતાના સેનાપતિ સાથે આવે છે. પરંતુ તે પહેલાંજ પોતાની ગુફાઓથી ખજાના સુધીની સળંગ સુરંગ ખોદી આવી પહોંચેલો પરીક્ષીત ખજાનો ઉડાવી ગયો છે. "હક્કદારનો હક્ક કુદરત કદીપણ વ્યર્થ જવા દેતા નથી અને ન્યાયધર્મે મેળવેલી સંપત્તિ ચાહે તેવી સમર્થ સત્તાથી પણ લુંટી શકાતી નથી" એ નીતિસુત્રને સિદ્ધ કરતો પરિક્ષીત મગધ સમ્રાટના હાથ ઘસતા રોકી રાખી વિના વિઘ્ને ખજાનો સુરક્ષીત ઉડાવી રવાના થાય છે બુદ્ધિમાન બિંબીસાર તેના જવાના માર્ગ પર સહાનિધિ દ્વારા પ્રચંડ જળધોધ છોડાવી મુકે છે. પરિક્ષિત ભારી વિટંબણામાં મુકાય છે એક બાજુ બિંબીસારના ગોળી બહાર અને બીજી બાજુ પાણીના ધોધમાર પ્રવાહમાં તેનું મગજ ચકરી ખાય છે પણ **"कर्मण्ये वाधिकारस्ते"** એ ગીતા વાકયના રચનાર સરજનહાર આ નિષ્કામ નિસ્વાર્થ માનવીને મદદે ધાય છે. ખજાનાની રક્ષા કરતા વિરાટ નાગદેવતા મસ્તક નમાવી પોતાનો શિરમણી પરિક્ષીતને સમર્પણ કરે છે. એ મણી પ્રભાવથી પાણીના પ્રવાહ વચ્ચે રસ્તો થતાં પરિક્ષીત નિર્વિઘ્ને પોતાને પંથે **પરવરે** છે ને સાચા જગદ સેવક સામે સમર્થ રાજસત્તા પાણી ભરે છે.

**પ્રવેશ ૪ થો**—કામીક.

રૂપજી રવજીને દમ બીડાવી એના ભાગની રકમ પાછી કઢાવે છે, પણ બદમાસ રવજી રૂપીઆ બદલે તાંબુ પૈસા ભરેલી થેલીઓ પધરાવે

છે અને રંભાને રૂપજ જાત્રાએ જતાં તેના પાણીયારા નીચે દાટેલો હલ્લો ખોદી લઈ પસાર થવાના વિચાર પર આવે છે. ત્યાંજ તેની પત્નિ રાધા ( રસિકા ) તેને શોધતી આવી ચડે છે ને તેના પ્યારમાં પડે છે.

**પ્રવેશ ૫ મો**--ઘોર અરણ્ય વચ્ચે વાઘેશ્વરીનું દેવળ.

પતિએ તિરસ્કારથી કરેલો ત્યાગ બંધુ પુરંદરની ગિરફતારી, અને કોટીપતિ પિતાને કાંટાળા વનમાં વેઠવી પડતી હાડમારીથી ઝુરી-ઝુરીને જીવી રહેલી ચારૂમતિની કરૂણ હાલત, ચિત્રલેખા, ચારૂમતિને દિલાસો દે છે અને ' આજેજ તારા સ્વામી સાથે તને મિલાવી તારો સંસાર સુધારી દઈશ. " એમ કહી તેણીને પુષ્પ સુંદરીના સ્વાંગમાં પુષ્પોશાક પહેરવા મોકલે છે બાદ આપેલા વાયદા મુજબ ચંદ્રશેખર આવી લાગતાં કેવી સીફતથી કેવી બુદ્ધિમતાથી તે તેજસ્વી કુમારી વિખુટાં પડેલાં પતિપત્નિ વચ્ચે જન્મભરનો સ્નેહગાંઠ બંધાવી દે છે એનો તખ્તાપર ભજવાતા દ્રશ્યથીજ સમજી શકાશે બાદ સાચા પુરૂષને સાચી સન્નારીનું સ્નેહ મીલન કરાવી કુમારી ચિત્રલેખા હવે પોતાના બંધુની મુક્તિ માટે રવાના થાય છે ને ખજાનાના કાર્યથી પરિક્ષીત પરવારી રહયો હોય તેને પણ સાથે લઇ જવા ચાહે છે તથા જગતશેઠ સાથે ચંદ્રશેખરની ઓચિંતી મુલાકાત અને સસરા જમાઇ વચ્ચેની વિશુદ્ધ ભાવના બાદ મહારાણી ચિત્રાંગદાથી છુપી રીતે પુરંદરને ઠાર કરવા માટે બિંબીસાર તેને વાઘેશ્વરીવાળા ગુપ્ત જંગલમાં લઇ આવે છે પરંતુ "મારનાર કરતાં તારનાર મોટો છે" એ ન્યાયે જગતશેઠ પોતાના જમાઇ સાથે પુરંદરની વ્હારે આવે છે, સસરા જમાઇને આટલી શુરતાથી

સામે થતા જોઈ બિંબીસાર ત્રણેને એકી સાથે ઠાર કરવા તઈયાર થાય છે. કુમારી ચિત્રલેખા જંગલના પાછલા ભાગમાંથી પસાર થતાં આ દેખાવ તેની નજરે ચડે છે તરતજ એક ઉંચી ભેખડ પાછળ ભરાઇ ધનુષ્ય પર બાણ ચડાવી બિંબીસારને ઠાર કરવા કમાન ખેંચે છે. બિંબીસારના સહાનીકો બંદુકના ઘોડા દબાવે તે પહેલાં તો ચિત્રલેખાના બાણથી બિંબિસારના પ્રાણ જવાની તઈયારી જોઇ મહારાણી કે જે પતિના પ્રપંચો પગલે પગલે પાછળજ આવી હતી તે ચિત્રલેખાના હસ્તમાંથી ધનુષ્ય બાણ ઝુંટવી લે છે આ દેખાવથી બિંબિસાર ચમકી ઉઠે છે મહારાણી ને તેની વચ્ચે સખ્ત અથડામણ બાદ બીંબીસાર કહે છે "રાણી હરેક વખતે મારા કાર્યની આડે આવો છો તો એક દિવસ તમે રાજશાસન ચલાવી જુઓ એટલે રાજ્યો કેમ ચલાવાય છે તેની તમને ખબર પડે" રાણી પણ સામેજ જવાબ દે છે કે "એક શા માટે ત્રીસ દીવસ" રાજવી હઠ ને રમણી હઠ કઇ વખતે શું કરી બેસે એની કલ્પના પણ કોઇને ભાગ્યેજ હોય શકે હઠીલો રાજા વાતવાતમાં હેડ ચડી રાણીને "ત્રીસ દીવસ માટે રાજસત્તા સોંપી દે છે." પણ રાણીને શરત મુકે છે કે ત્રીસ દિવસનું મારૂં શાસન હું ટકાવી લઉં તો એકત્રીસમે દિવસે પુરંદરને તેના પિતાની ગાદી પાછી મળે વગેરે રાજા ને સર્વ શરત માન્ય કરી કિલ્લા બહારના રત્ન મહાલયમાં ત્રીસ દીવસ ગુજારવા રવાના થાય છે.

**પ્રવેશ ૬ ઠો—કોમીક.**

રસિકા (રાધા) રવજીને ઠેકાણે લાવે છે ને બન્ને વતનમાં ચાલી

જવા તૈયાર થાય છે. ત્યાંજ જાળામાં ગયેલા રૂપજી ને રંભા પાછા આવે છે. અને રવજી ની બધી ચાલાકી છુટી પડે છે.

**પ્રવેશ ૭ મો—** રાજગૃહનો કિલ્લો, કિલ્લાની બહારનો ભાગ અને રત્ન મહાલય.

રત્ન મહાલયમાં રહ્યા છતાં રાજાને ચેન નથી રાણીજીના શાસનના પચીસ દીવસ તો પાણીની માફક વહી ગયા અને બાકીના પાંચ દીવસ પણ એમજ વ્યર્થ વહી જતાં રાણી જીતી જશે મારી પુરૂષ જાતીનું પાણી જશે અને મોંગીરનો રાજવંશ નિર્મૂળ કરવાની આજસુધીની મહેનત બરબાદ થશે મગધના સનાતન વૈરીનો વંશવેલો ચાલુજ રહી જશે એ ચીંતામાં ઘેરાયેલો બીંબીસાર બાકીના પાંચ દિવસમાં કંઇ અવનવ તરકીબથી રાણીને પરાજીત કરવાના પેંતરા ભરી રહ્યો છે.

ત્યારે બીજી બાજુ સર્વે ખજાનો પોતાની ગુફાઓમાં સુરક્ષિત ગોઠવી નિવૃત થયેલા પરિક્ષીતને કુમાર વગેરે સર્વને બિંબિસાર વાઘેશ્વરીના અરણ્યમાંથી ગિરફતાર કરી ગયાના ખબર મળતાં જગત શેઠના લાખોના ધનની સહાયથી પોતે એક વિશાળ શસ્ત્ર સજ્જ સેના તઇયાર કરી બીંબીસારની રાજધાનીજ જીતી લઇ તેને પુરંદરના ચર્ણમાં નમવાનો નિશ્ચય કરી પરીક્ષીત પહેલા રાજાનેજ પકડવા રત્નમહાલ તરફ ધસી આવે છે એ ખબર રૂપજી મારફતે બીંબીસારને મળતાંજ બુદ્ધિમાન બીંબીસાર એક કાંકરે બે પક્ષી ઉડાડવાની અડંગ ચાલાકી ભરી અજબ જાળ બીછાવે છે એ જાળમાં પરીક્ષીતને જકડી લઇ કેવી રીતે તેના વિરાટ લશ્કરનો સરળતાથી કબજો લે છે એ ફરાસત તખ્તાપર ચાલતા સીનથી આબાદ સમજાઇ જશે.

પરિક્ષીતને કેદમાં પુરી બિંબિસાર બે કાવત્રાં ગોઠવે છે એક તો પરિક્ષીતના લશ્કરમાંથી એક પણ યોદ્ધો બચવા ન પામે માટે પોતેજ પરિક્ષીતના સ્વાંગમાં તે સૈનિકોને રાણીના લશ્કર સામે છોડી મુકે છે રાણીનું પાણી મનાસે મારાજ લશ્કરથી પરિક્ષીતનું લશ્કર કપાશે અને અણીને અવસરે રાણી હારખાશે ત્યારે પોતે ખુલ્લો પડી પોતાનું ધાર્યું કરી શકશે એ નિશ્ચયથી પરિક્ષીતના સૈન્યને ચોતરફથી કિલ્લા પર હલ્લો કરવા પોતેજ પરિક્ષીત રૂપે હુકમ કરે છે આ અણધાર્યા હલ્લાથી મહારાણી ચિત્રાંગદા ચમકી ઉઠે છે કોણ લડે છે ને કોને માટે લડે છે કોણ શત્રુ છે ને કોણ સ્નેહી છે એજ ભેદ એનાથી સમજી શકાતો નથી છતાં તે મક્કમ મનોબળવાળી વીરાંગના મજબુત હાથે ૨૭ મા દિવસની સાયંકાળ સુધીમાં તમામ શત્રુ સેનાને હંફાવી હરાવી નસાડે છે પોતાના પ્રચંડ પ્રબળના પ્રભાવે બિંબિસારની જેલમાંથી છટકેલો પરિક્ષીત રાણીના રાષ્ટ્રધ્વજને પડતો ઝીલી લઇ પુરંદર પાસે પુનઃ ઉભો કરાવે છે અને ચિત્રલેખા અજબ સ્ફુર્તિથી શત્રુ મિત્રનો સત્યભેદ સમજાવી બિંબિસારની બધી બાજી ઉતરાવી નાખતાં આશ્ચર્ય મુગ્ધ રોમાંચક દ્રશ્યો.



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—રાજમહાલયનો એક ખંડ.

કુમારી ચિત્રલેખા, ચારૂમતી તથા ચંદ્રશેખરના સુખી સંસાર પર આશીર્વાદ આપી બન્નેને કેટલીક યોગ્ય સુચનાઓ આપે છે બાદ પરીક્ષીત જગતશેઠની મુલાકાત માટે હતાશ હૃદયે આવે છે શ્રીમાનના લાખો રૂપીઆ વેડફી નાખી ઉભુ કરેલું લશ્કર બીંબીસારના હાથે ફના થયું અને પોતાની ગફલત સમજી જગતશેઠની ક્ષમા ચાહે છે જ્યારે જગતશેઠ બીજા કરોડ રૂપીઆ ખર્ચવા માટે પરીક્ષીતને ખુલ્લી દીલે રજા આપે છે ત્રણજ દિવસની અંદર પુરંદરને તેના પિતાનું રાજ્ય પાછું આપવું યા બિંબીસારનો પ્રાણ લઉ એ પરિક્ષીતની પ્રતિજ્ઞા પર મહારાણી ચિત્રાંગદા ધ્રુજી ઉઠે છે. અને પોતાની સત્તાના ત્રણ દિવસ બાકી છે તે દરમ્યાન પરિક્ષીત કોઇપણ સાહસિક પગલું ન ભરે તેને માટે જગત શેઠને સખ્ત તાકીદ કરે છે.

**પ્રવેશ ૨ જો**—મગધરાજનું મંત્રણા મંદિર.

પોતાના રાજ્યત્વના ત્રણજ દીન બાકી રહ્યા છે તે દરમ્યાન પરીક્ષિતના શબ્દો મુજબ શી ખાત્રી કે પોતાના પતિ બીંબીસાર બીજું કાવત્રુ અમલમાં નહી મુકે ? એ શંકાથી મહારાણી હવે કોઇ પણ રીતે પુરંદરને તેના પિતાની ગાદી પોતાની સત્તાના સમયમાંજ સોંપી દેવાના નિર્ણય પર આવે છે અને તેની મસલત માટે સાથ લઇ મંત્રણા ગૃહમા પધારે છે.

પરંતુ બીંબીસારે બંધાવેલા આ બેદી નીવાસના ભયંકર ભેદ-ભરમોથી ભોળી રાણી બીલકુલ વાકેફ નથી, જ્યારે પોતાના ચારે

કહીઓ સાથે મહારાણી મંત્રણાગૃહમાં આવેલ છે એ ખબર બિંબિસારને મળતાંજ તે રૂપજી દ્વારા એક તરકટ રચી મહારાણીને ત્યાંથી ખસેડે છે અને તેણીની ગેરહાજરીનો લાભ લઇ કુમાર, ચિત્રલેખા, જગતશેઠ તથા ચંદ્રશેખરને યુક્તિપુર્વક ભેદી નીવાસના ભેદમાં બીડાવી દે છે. ટેબ્લો.

**પ્રવેશ ૩ જો**—કામીક.

રૂપજી તેનો ખરો ભાઈ રવજી કે જે વારાણસીમાં વિદ્યાભ્યાસ માટે રહી ગયેલો તે પાછો વતનમાં ફરતાં અનાયાસે મળી આવે છે એટલે બનાવટી રવજીને પાણીચું પકડાવે છે. ખરો ભાઇ મળી આવતાં રાયચંદ કાકા પણ આખરે ખુશ થઇ આશીર્વાદ દઇ ચાલ્યા જાય છે રૂપજી અને રંભા વચ્ચે ખાનગીના ભેદ ભરમો ખોલાય છે

**પ્રવેશ ૪ થો**—રાજમાર્ગ

મહારાણીને યુકિતથી ખસેડી દઈ તેની ગેરહાજરીમાં બિંબિસારે કુમાર સાથે ચારે જણાને છુપાસ્થાનમાં ગિરફતાર કર્યા છે ને આજના રાણીજીના રાજ્યત્વની ત્રીસમા દીવસની સાયંકાળ પહેલાંજ તે સર્વને ઠાર કરશે એ સમાચાર પરિક્ષિતને મળતાં તે વ્યાકુળ બની મંત્રણા ગૃહનો માર્ગ શોધી રહ્યો છે પરતુ રૂપજી વગર મંત્રણા મંદિરનું પ્રવેશ દ્વાર કોઇ બતાવી શકે એમ ન હોવાથી તે રૂપજીની તપાસમાં નીકળતાં અમરાવતીની ગાદી હવે પોતાને મળવાની એ ખુશાલીમાં ફુલાતો રૂપજી ત્યાંથીજ નીકળે છે. પરિક્ષિત તેને બરાબર ઝાલમાં લઇ હસ્તબેડી પહેરાવી દઈ બંદુકની નળી છાતી પર ધરી મંત્રણા ગૃહને માર્ગે આગળ ધકેલે છે. મોતને મોં સામે જોતાંજ રૂપજીને લાચાર થઇને પરિક્ષિતને મંત્રણા ગૃહનો માર્ગ બતાવવો પડે છે.

**પ્રવેશ ૫ મો:**—મંત્રણાગૃહ.

ધર્મ અને ન્યાયની રાહે ત્રીસમા દીવસની સાયંકાળે રાણીનો વિજય હોવા છતાં રાજા પોતાના પ્રપંચી પુરૂષાર્થને આધારે પોતાનો વિજય મનાવી રાજસત્તા હસ્તગત કરી ચારે કેદીને કતલ કરવાનો છેલ્લો હુકમ છોડે છે તેજ પળે રૂપજી દ્વારા પરીક્ષિત ધસી આવી બિંબિસારને ઘેરી લઈ પોતાની પ્રતિજ્ઞા મુજબ તેનો પ્રાણ લેવા શસ્ત્ર ખેંચે છે. ધર્મપરાયણ ઉગતો ભાનુ પુરંદર પોતાના પાલક-પિતા જગતશેઠના જીવદયાના ધર્મના તેજસ્વી કિરણો ખુલ્લાં કરે છે અને પરીક્ષિતના હસ્તમાંથી બુદ્ધિપુર્વક બિંબિસારને બચાવી લઈ સર્વને આશ્ચર્યમુગ્ધ બનાવે એ રીતે પોતાના આત્માનો ભોગ દેવા તૈયાર થાય છે ઉગતા ભાનુની અગાધ ઉદારતા પર મુગ્ધ બનેલો બિંબિસાર આખરે હાર કબુલી વેર ઝેરની વૃત્તિઓનો હૃદયપટ પરથી સંહાર કરી એવાજ ઉદાર દીલથી કુમાર પુરંદરને તેના પવિત્ર પિતાનો તાજ પાછો સોંપી મગધ અને માંગીર વચ્ચે સદાને માટે સ્નેહ સુલેહનો વજ્ર સંબંધ મજબુત કરે છે. ઈશ્વર અમારા દેસના તમામ ઉગતા ભાનુઓને પુરંદર જેવા વિશ્વપ્રેમી બનાવે એ પરમ પ્રાર્થના સાથે પ્રયોગની પુર્ણાહુતિ થાય છે.

**શાંતિ ! શાંતિ ! ! શાંતિ !**



શ્રી ૧।

# "ઉગતો ભાનુ"



## નાટકના ગાયનો

## અંક પહેલો

—:મંગળાચરણ:—

પાલક તાત પરમ બ્રહ્મ
પદ પ્રણામ પાહીમામ
સૃજન હાર સુત્રધાર
અજર અમર નીર્વિકાર
તરણી તું તારનાર, દેજો સિદ્ધી અપાર
વંદુ દીન દયાળ
પ્રણતપાલ પૂર્ણ કામ—પ્રભુ

બાળાઓ—
જગત વિષે જે જન્મ ધરીને જનસેવા કરતા
જગદ ઉદ્ધારક થઈ ફરતા
તન મન જીવન સર્વ સમર્પણ જગ હીતે કરતા
ફકીરી લઈને જે ફરતા

કોઈ અવરનાં શોણીત લુંટી મનમાં મલકાતા
કોઇ લુંટાવી જીવન નિજનાં જગ જીતી જાતા
જગદના તારક તરવરતા
કોઈ ગુજારી જુલ્મ જગતપર ગર્વે છલકાતા
કોઇ પુજારી જીવ દયાના જગ વ્હારે ધાતા
પુન્યને પંથે પરવરતા

ચિત્રલેખા તથા સખીઓ— (૧)

ફુલ પાંખડી રસીલી ઝીલી વસંત ઝીલી
મદઘેન એહેન છાનાં રહેતાં નથી અછાનાં
યૌવન વિલાસ નહીં મોહમાં મીઠાશ નહીં
જીવનનાં અનુરાગ બાગ છોડીએ છબીલી—ઝીલી.
અંગમાં અનંગ વહે કોણ નહી સ્નેહ ચહે ?
સ્નેહની સુગંધ દુરમોહથી હઠીલી–ખીલી કળી.

ચિત્રલેખા તથા સખીઓ— (૨)

પ્રભુતા પંથે પગલા સજની લગ્ન પછી મંડાય
મર્મ ન સમજે લગ્ન તણો તે પરણીને પસ્તાય
સજની પરણીને પસ્તાય
તરૂણી કાયા કાંચન વરણી, શીદ કરમાવે પત્થર પરણી
પત્થર પણ પારસને અડતાં પારસ સમો મનાય–સજની
સ્નેહ લગ્ન છે ભવસર તરણી
દેહ લગ્ન છે દુખ વૈતરણી
ઉભય હૃદય જો એક બને તો સાર્થક લગ્ન મનાય–

રૂપજી, રવજી, રંભા— (૭)

પરમેશ્વર પૃથ્વી પરનો, પરમ પુજ્ય રૂપૈયો,
રીઝાવે હૃદય રૂપૈયો,
હોય હાથમાં તો મુખડું હસતું રાખે રૂપૈયો,
દુનીયાનો દેવ રૂપૈયો,
રૂપિયો જોતાં, ગાન મધુરા ઝટપટ ગાય ગવૈયો
સંગિત શાસ્ત્રી રૂપૈયો,
ગુંડાનો ગુરૂ રૂપૈયો
રૂપિયો ભાળી કંઇક મવાલી, ખેંચે ઝડપ જમૈયો
રૂપિયાના ચમકારથી ચમકે લોક બધાય,
ધરણી પર ધાર્યું સદા રૂપિયા વડેજ થાય.
રૂપિયા ખરચી રૂપ સાગરે તરી શકે તરવૈયો,
છે રતિ પતિ રૂપૈયો.

નાચનારીઓ— (૮)

ભર ભરકે જામ પિલાદે પિલાદે સૈયાં
આંખોસે આંખ મિલાદે મિલાદે સૈયાં
જાન હમારી જકડ લીયા તેં,
બાલા જોબનકો લુંટાદે લુંટાદે સૈયાં
દરશન કો દીલ તલપ રહા હૈ
ઘુંઘટ પટકો હટાદે હટાદે સૈયાં
પ્રીતકી પ્યાલી, ભરકે પીલાદે,
ભુજ સે ભુજ ભીડાદે ભીડાદે સૈયાં

અંક ૧ લો સમાપ્ત.

# અંક બીજો

ચારૂમતિ અને સખીઓ— (૯)

બાળી ભોળી કુમારી ખુમારી ભરી
ભાવ દીલના છુપાવે ધુતારી ખરી
નહી છેડો, નહી છેડો, સાહેલી મુકો કેડો
શૃંગાર સાર નવ સમજું
અલબેલી, મદઘેલી, દિલ ખોલી, દે બોલી
અરેજા અરેજા સજની દુર થા—
હાં હાં બાળી ભોળી

ચારૂમતી— (૧૦)

જોડી સારસની, વિખુટી આજ વનવનની
જ્યોતી જીવનની, તુટી તનમનની
આસ અધુરી ઉરની વહી ગઈ,
વ્યર્થ મનોરથ રચતી રહી ગઈ
જાત પુરૂષની નિર્દય થઈ ગઈ
કંથ ગયોને કથની રહી ગઈ
જોડી સારસની....

વારાંગનાઓ— (૧૧)

ખ્વાબમે આકર મુજે સુરત દીખા કે ચલ દીયા
માલુમ નહી કબ નીંદમે ઓસા ભી મુજકો લેલિયા
જબ સજપર બૈઠી હુઇ દેખા હુલારા નંદકા

વિશાળ દિલ સાગરના જોયાં નરના મનડા મેલા
પ્રીત બતાવે એક પ્રિયાને બને બીજીમાં ઘેલા
નરવર વાહરે-નટ
સ્નેહ બિંદુનો તરસ્યો છે આ સરિતા ત્હારો સિંધુ
આવ્યો પુરૂષ મળ્યો મન મોહન પાન સુધાનું પીધું
મેં તો પાન સુધાનું પીધું
પ્રિયા વાહ વાહરે
પ્રિયતમ વાહ વાહ રે

રવજી, રૂપજી, રંભા, રસિકા—(૧૭)

બંકા બહાદુર ખુબ બન્યાં પણ ડંકા ઘર ઘર વાગી જશે
ક્યાંથી લાવ્યો રતન રળીયામણું
સારો સમાજ સુંટી ખાશે, વતનમાં શી રીતે રહેવાસે,
ક્યાંથી લાવ્યો રતન આ રળીયામણું
કોને સમાજની છે પરવા જીવનમાં રંગ નવા ભરવા
સ્નેહ સાગરમાં તરવા, કેવું સુંદર વદન છે સોહામણું
કાયા જુદી કેમ કરાય, માયા મુકી ન મુકાય
સુરજને ચંદ્ર પણ શરમાય, એવું સુંદર વદન છે સોહામણું
હાંરે ક્યાંથી લાવ્યો રતન રળીયામણું.

નાચનારી— (૧૮)

મીઠી લ્હેરો, જોબન રસ છલકાય
વાયુ વસંત કેરા વાય
અમૃત રસ છલકાય અધરથી અમૃત રસ છલકાય
ઘેલું જોબન ઝોલા ખાય
ભુજથી ભુજ ભીડાય, તનમાં તાલાવેલી થાય
લુંટો લુંટો જોબન જાય.

અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો

ચારૂમતિ અને સખીઓ— (૧૯)

અનંગ જગે જોબનીયું આ જાય છે.
અંગે અંગે અનંગ રંગાય છે,
શાના અનંગ રંગ ?
કયાના જોબન જંગ ?
ઉતરે સ્વરના ગુમાન
સ્વાધીન ઉરના સુકાન
કુસુમા યુદ્ધ અંગધારી
નીકળી યુદ્ધે। કુમારી
બલીહારી, બલીહારી

ચારૂમતિ અને ચંદ્રશેખર-(૨૦)

આજે ઘડી આનંદની નીરખી

મળી મને સુંદરી તું સરખી

પુર્વના પુન્ય વડે પ્રેમદા તારી પ્રીત પીછાણી અમે
પ્રેમ સુધારસ પાઇ તમે વિણ દામે ખરીદી મને
શોભાવજો ગૃહ મારૂ સલુણી સ્નેહ શ્રૃંગાર સજી
ચાહ ધરી ચરણો હું તમારા પુજીશ પ્રિતમજી.

રૂપજી તથા રંભા— (૨૧)

ખેલાડી ખેડી ખાય, ખાનગીમાં ખેતર ખેડાય
ઉઘાડી પડી જાય વાત એ કાનમહી કહેવાય—ખેલાડી
ઘરને દ્વારે ઉભી બજારે આંખ ઇશારા થાય
નાના મોટા ખેલ ખલકના ખુબ ખાનગી થાય
આજ સૌ વ્યાપારને ધંધા કરે છે ખાનગી
પારકે પઇસે બની બંદા ફરે છે ખાનગી,
ધનપતિ કંગાલોના લોહી ચુસે છે ખાનગી
પંચાતિઆ સૌ પારકા ઘરમાં ઘુસે છે ખાનગી

પુરંધર— (૨૨)

વિપદનું વાદળ શીર પર વરસે હરી તું ઉગારી લે
ત્રિભુવન ત્રાતા તુજ વિણુ અમને કોણુ ઉધ્ધારી લે
ત્રીકમ તરણી તારી લે...........
દુનીયા બધી આ દીન જનને મન ડુબતી દેખાતી
તારા સુરજને ચંદ્રકળા પણુ છે ઝોલા ખાતી
નથી સાથ સંબંધી કો શીશુનો હાથ ઉદ્ધારી લે....ત્રીકમ
આશા મધુ બિંદુને માટે જીવ ભ્રમરો ભટકે
અહીંથી છુટાતાં તહીં અથડાતાં અધવચમાં લટકે
કીરતાર સ્મરણુ કર શિઘ્ર પુરંધર તારણુ તરણુજ એ....ત્રીકમ



શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

# સુચના

આ નાટકના સર્વ હક્કક શ્રી દેશી નાટક સમાજના માલેક હરગોવિંદદાસ જેઠાભાઈ શાહને સ્વાધીન છે. માટે મજકુર નાટક અગર તેમાંનો કોઇપણ ભાગ અગર હાસ્ય વિભાગ અગર ગાયનો કોઈપણ નાટક કંપની અગર સીનેમા ફીલ્મ ટોકીઝ અગર ગ્રામો-ફોન રેકોર્ડીંગ કુંપની અગર રેડીઓ કુંપનીએ માલીકની લેખીત પરવાનગી સિવાય છાપવો, છપાવવો, ભજવવો, ભજવાવવો, ગાવો, ગવરાવવો અગર વેચવો, વેચાવવો નહિ તેમ કોઇપણ રીતે ઉપયોગ કરવો નહિ.

લી૰

હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ

તા. ૧૯-૬-૩૮ માલેક—શ્રી દેશી નાટક સમાજ.

આ ચોપડી જૈન એડવોકેટ પ્રિન્ટીંગ પ્રેસના માલેક વાડીલાલ બાપુલાલ શાહે શ્રી દેશી નાટક સમાજ માટે છાપી ઠેકાણું:- ઘીકાંટા જેશીંગભાઈની વાડી,-અમદાવાદ.

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ઇ.
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણુ
૧૫ મોહનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરી માયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ દુલીયા
૨૩ સતી પદ્મિની
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમીણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેસર કીશોરી
૨૮ ઉર્વસી
૨૯ રાઠોડ કન્યા
૩૦ સુભદ્રા હરણ
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ હંસા કુમારી
૩૩ કુસુમલતા
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ કૃષ્ણ સુદામા
૩૯ સગાળશા
૪૦ મહાકવી કાલીદાસ
૪૧ રાજ રત્ન
૪૨ પ્રલ્હાદ વિજય
૪૩ કઉરવપાંડવ ભા ૧
૪૪ જળાંધર સતી વૃંદા
૪૫ કઉરવપાંડવ ભા ૨
૪૬ લલિત પ્રિયા
૪૭ સઉંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતી સુલોચના
૫૧ સરસ્વતીચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિદ્ધાર્થ બુધ
૫૪ દગાબાજ દુનીયા
૫૫ દેવી દમયંતી
૫૬ માયાના વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતી
૬૦ વસંત વિણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદીહરીશ્ચંદ્ર
૬૩ દેશ ભક્તિ
૬૪ મીનળ મુંજાળ
૬૫ દીવાન
૬૬ ગાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી દોલત
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનો મદ
૭૪ કીર્તી સ્થંભ
૭૫ અજયધારા
૭૬ અંશાવતાર
૭૭ વીર ભુષણ
૭૮ સાંભર રાજ
૭૯ આત્મ નિર્ણય
૮૦ આર્ય અબળા
૮૧ સતિ પ્રભાવ
૮૨ સોરઠી સિંહ
૮૩ વિધીના ખેલ
૮૪ સાચો સજ્જન
૮૫ ઉગતો ભાનું